# વેજીટેબલ ઘીનો ઇતિહાસ.

---

દેશમાં હાલમાં વેચાતા અપરિચીત અને વિદેશી
તકલાદી ઘીની લંબાણ અને મુદ્દાસરની
વિગતવાર સમજ.

લેખક

ઠા. નંદલાલ છગનલાલ અઢીયા.

સં. ૧૯૮૦ ] [ સને ૧૯૨૪.

આવૃત્તિ પહેલી.

પ્રત ૨૦૦૦

મુલ્ય ત્રણ આના.

---

# "વેજીટેબલ" ઘીનો ઈતિહાસ.

મુંબઈ શહેર એ હિંદુસ્થાનનું બારૂં હોવાથી તે દેશ પરદેશોની દરેક ચીજોના વેપારનું મથક થઈ પડયું છે અને તેથીજ હિંદુસ્થાન બહાર દરીયાપારના મુલકોના ખાદ્ય પદાર્થો, કાપડ અને પરચુરણ લોખંડ વિગેરે અનેક જાતની ચીજો પ્રથમ મુંબઈના બારામાં દાખલ થઈ ત્યાંથી હિંદુસ્થાનના બીજા મોટા શહેરોમાં રેલ્વે મારફતે દાખલ થાય છે; જ્યાંથી આજુબાજુના નાનાં ગામડાઓના વેપારીઓ ખરીદી લઈ જાય છે અને એ રીતે પરદેશથી આવેલી કોઈ પણ ચીજ મુંબઈ શહેર મારફત આખા દેશના કોઈ પણ ભાગમાં ફેલાઈ જાય છે.

પરદેશીઓએ હિંદુસ્તાનની નાડ જોઈ તેની પ્રજાને એટલે આપણને રોજની જરૂરી બાતોની ચીજો જેવી કે, કાપડ, દવાદારૂ, ઘરગથુ પરચુરણ સામાન વિગેરે ચીજો પુરી પાડી આપણને લગભગ પરતંત્ર બનાવી મુક્યા છે અને તે એટલે હદ સુધી કે જો તેવી રોજની ઉપયોગની ચીજો તે તે દેશના બનાવનારા ન જ મોકલે અથવા અમુક વખત સુધી મોકલવાનું મોકુફ રાખે તો તેટલો વખત આખા હિંદુસ્થાનને ખરેખર હાથ જોડીને બેશીજ રહેવું પડે.

દાખલા તરીકે દિવાસળી એ આપણી રોજની ઉપયોગની ચીજ છે અને તે મોટે ભાગે એટલે $\frac{3}{4}$ ભાગે જાપાન બનાવે છે અને બાકીના ભાગની સ્વીટઝર્લાંડ બનાવે છે. ઉપલા બંને દેશોમાંથી દિવાસળીની રોજની હજારો પેટીઓ મુંબઈના બારામાં આવે છે અને તેટલો હરરોજનો હિંદુસ્થાનમાં ઉઠાવ થાય છે. હવે જો કોઈ પણ કારણવશાત મજકુર બંને દેશો દિવાસળીની પેટીઓ અમુક વખત સુધી ન જ મોકલે અથવા નજ બનાવે તો આપણી શી હાલત થાય? દેશમાં તેનો જે થોડો ઘણો જથ્થો શીલક હોય તેનો ભાવ વેપારીઓ પુષ્કળ વધારી નાખે અને આખરે એટલી શીલક પણ પુરી થતાં ગમે તે કીંમત આપ્યા છતાં પણ દેશમાં દિવાસળી મળે નહિં. આપણા દેશમાં કોઈ પણ શહેર એવો તો નથી કે જે આવા વખતમાં અથવા તો કોઈપણ

પ્રસંગે દેશમાં દિવાસળીનું કારખાનું જોતજોતામાં ઉભું કરી દેશને જોઈતી દિવાસળીનો જથ્થો ઉત્પન્ન કરી પુરો પાડી શકે અને જો એવો કોઈ પણ ગ્રહસ્થ હોય અને તે એવો સાહસ ઉઠાવી શકે એમ હોય તોપણ તેને પરદેશમાંથી દિવાસળીના કારખાનાને લગતા યંત્રો, ઓજારો, પદાર્થો મંગાવતાં લાંબો વખત વહી જાય અને તેમ થાય તોપણ આપણી સરકારે આપણા હાથ પગ એટલા તો બાંધી લીધા છે કે આપણાથી એવું કારખાનું ઉભું કરવા માટે તેની બહાલી મેળવવામાં પણ લાંબો વખત વહી જાય. આટલા સમયમાં તો આપણા દેશ જેવા વિશાળ દેશ કે જેને રોજની હજારો પેટીઓ જોઈએ તેને રોજની એક પેટી પણ ન મળે તો સ્થીતિ કેવી વિષમ થાય એનો ખ્યાલ કરવો ઘણોજ મુશ્કેલ અને ગહન છે. આવીજ રીતે પરદેશીઓએ આપણી રોજની જરૂરીઆતોની ઝીણીઝીણી ચીજો જેવી કે, કાપડ, કાગળ, પેન્સીલ, શાહિ, ચપ્પુ કરણીઓ, સોય, ટાંચણી. દવાદારૂ, ખનીજ ધાતુઓ, પરચુરણ લોખંડી સામાન, યંત્રો વિગેરે ચીજ બાબતમાં આપણને તદ્દન પરતંત્ર બનાવી મુક્યા છે. આમાંની કોઇ પણ ચીજ જો થોડો વખત પરદેશોમાંથી આવતી બંધ થાય તો આપણી સ્થીતિ તો હાથ પગ હયાત છતાં એક સંધીવાના દરદી કે જેના હાથ પગ સાંધામાંથી જકડઈ જવાથી તે હાથ પગ તેને કોઇ રીતે ઉપયોગમાં નહિં આવતાં ઉલટાં કળતર રૂપ થઈ પડે તેવીજ થાય. આવી પરતંત્ર સ્થીતિ શું આપણા દેશ જેવા વિશાળ દેશને લાયક છે? કોઇ રીતેજ નહીં. ઉલટું આપણને હજાર ગણી લજ્જાસ્પદ છે. પરમાત્માનો આપણે આભાર માનીએ કે આપણને આપણા શરીરના બહારના ઉપયોગને લગતી ચીજો માટેજ પરદેશો ઉપર આધાર રાખવો પડતો હતો પરંતુ ઘણીજ દિલગીરીની વાત છે કે આપણા આંતરિક અવયવોને ઉપયોગની ચીજોમાં એટલે કે દવાદારૂ જેવી ચીજોમાં પણ આપણે હવે પરદેશો પર આધાર રાખવો પડે છે.

આવી રીતે આપણા રોજના ઉપયોગની ચીજોમાં આપણે જો કે તદ્દન પરતંત્ર થઇ ગયા છતાં પણ ખાદ્ય ખોરાકીની મુખ્ય ચીજો જેવી કે અનાજ, ઘી અને દુધ એ ત્રણ ચીજો તો આપણે જ હાલ સુધી આપણા દેશમાં નીપજાવીને ખાતા આવ્યા છીએ. ખાંડ, ચા, તેલ, વિગેરે

તો ક્યારનાં પરદેશોમાંથી આવવાં શરૂ થઈ ગયાં છે, જેને પરીણામે આપણા દેશમાંથી શેરડીનો પાક લગભગ નાબુદ થયો છે, તેલની ચીજો જેવી કે તલ, શીંગદાણા વિગેરે લાખો મણના જથ્થામાં આપણાજ દેશમાં નીપજવા છતાં તેલ કાઢવા અર્થે તે પરદેશોમાં જાય છે અને ત્યાંથી ચાર ગણી કીંમતે આપણને તે પાછું મળે છે. બંધુઓ ? આપણી પરતંત્રતાનો અહીં તો આડે આંકજ વળી જાય છે. આમ છતાં અનાજ, દુધ અને ઘી એ આપણો દેશ જ બનાવી શકતો તે માટે આપણે મગરૂર હતા પણ આપણી તે મગરૂરી પણ આપણા ભાવીને રૂચતી હોય એમ લાગતું નથી અને આપણા માઠા દિવસો આવવાના હોય તેમ જણાય છે અને અનાજ, દુધ અને ઘી નીપજાવવાનું પણ આપણા હાથમાં રહે એમ લાગતું નથી કહોકે રહ્યુંજ નથી; કારણ કે પરદેશોમાંથી સુકાવેલું દુધ, સેંકડો ડબા આવે છે જે ઘણીખરી હોટેલોમાં અને કેટલાક ઘરોમાં પણ વપરાય છે. શોચની વાત છે કે ઘી પણ પરદેશોમાંથી હાલ આવવા લાગ્યું છે જે વેજીટેબલ ઘીના નામે રોજની હજારો પેટીઓ આપણા દેશમાં આવી અને વેચાઇ ગઇ છે અને રોજની હજારો પેટીઓ હાલ આવે જાય છે. આવી રીતે આપણા દેશમાંથી દુધ, ઘી નીપજાવવાનો ઇજારો-પણ આપણા હાથમાંથી ચાલ્યો ગયો છે. બંધુઓ હવે આપણા હાથમાં આપણા પોતાના માટે એક માત્ર અનાજજ નીપજાવવાનો ઇજારો રહ્યો છે અને તેપણ ન કરે નારાયણને આપણા દેશ બંધુઓની આંખ વેળાસર નહીં ઉઘડે તો આપણા હાથમાંથી નીકળી જવ નો પ્રસંગ વહેલો મોડો અવશ્ય આવશે કારણ કે અનાજમાં મુખ્ય ચીજ જે ઘઉં તે પ્રતિવર્ષ હજારો ટનના જથ્થામાં આસ્ટ્રેલીયા, અમેરીકા, બગદાદ, બસરા વિગેરે દેશોમાંથી આપણા દેશમાં આયાત થાય છે જેના બદલામાં આપણા દેશમાંથી લાખો ટન ઘઉં પ્રતિવર્ષે પરદેશમાં જાય છે. દિલગીરીની વાત તો એ છે કે તેમના બનાવેલા ઘઉં તેઓને ઉપયોગમાં આવે તેવા હોતા નથી જે તેઓ આપણા દેશમાં ધકેલી આપે છે અને તે પણ આપણો હતભાગી દેશ ખરીદ કરી તેમાંથી હજારો બીમારીઓ ભોગવવા છતાં વાપરી ખાય છે અને બદલામાં આપણા સાત્વીક, પૌષ્ટિક અને ઉત્તમ ઘઉં આપણે પરદેશોને આપીએ છીએ જેના પરીણામે આપણાજ દેશમાં ઘઉં નીપજતા હોવા

છતાં તે આપણુનેજ મોંઘા મળે છે. બંધુઓ ! યાદ રાખજો કે પરદેશીઓ આપણી હરેક નાડીનો ધબકારો કયાં કયાં ચાલે છે તે હરેક વિગત જાણી અને જોઈ શકયા છે જેથી કાલ સવારે તેઓ લાખો અને કરોડો ટનની સંખ્યામાં તેમના દેશના ઘઉં આપણા દેશમાં મોકલી આપશે અને પરિણામે ઘઉં પણ આપણા દેશમાં નીપજતા બંધ નહીં થાય તેની શું ખાત્રી ? અને જ્યારે ઘઉંની નીપજ આપણા દેશમાંથી બંધ થશે અને તેને માટે પણ પરદેશો ઉપરજ આપણે આધાર રાખવો પડશે તે વખતે જેવી રીતે બીજા પદાર્થોના તેઓ ભાવ વધારી નાખે છે અને આપણે કોઇ પણ સંજોગોમાં અને કોઇ પણ કીંમતે તે તેમની પાસેથી ખરીદ કરવા પડે છે તેમ ઘઉંમાં પણ નહીં બને તેની શી ખાત્રી ? કોઇ કદાચ એમ સવાલ કરશે કે એવો સમય આવશે ત્યારે આપણે ઘઉં ખાવાના બંધ કરશું અને ઘડીભર ધારી લ્યો કે આપણે ઘઉં ખાવાના બંધ પણ કરીએ અને બાજરી ખાવા લાગીએ. પરંતુ જો એવીજ સ્થીતિ થાય તો તેઓ હજારો પ્રયત્ન કરીને, કરોડો રૂપીઆ ખરચીને પણ બાજરી ઉત્પન્ન કરવા લાગશે અને ઘઉંની માફક બાજરી બાબતમાં પણ આપણા એવા હાલ ન થાય તેનો શો ભરૂંસો ? કોઇ વળી એમ પણ કહેશે કે એમ થવું એ બનવા જોગ નથી. બંધુઓ આપણું નશીબજ જો અવળું સરજાયું હશે તો તેમ બનવું એ અસંભવિત નથી. જે વિદેશીઓ તદ્દન જડ પદાર્થોમાંથી અખુટ સમય, મહેનત અને ધનના ભોગે ફોનોગ્રાફ, વિમાનો, વાયરલેસ ટેલીગ્રાફ, આગબોટો અને રેલ્વે ઇત્યાદિ લાખો ચીજો કે જે જોતાંજ આપણે વિસ્મય પામી આશ્ચર્યમાં ગરકાવ થઇએ છીએ તેઓ અનાજ જેવી ચીજ નજ નીપજાવી શકે એમ ધારી લેવું એ તદ્દન મુર્ખાઇજ છે. તે છતાં પણ વેજીટેબલ ઘીનોજ દાખલો લઇએ તો ઘીનો અર્થ તો એજ કે દુધનું દહીં થયું હોય અને તે દહીંને વલોવી છાશ કાઢીને તેના માખણને તાવીને જે તત્વરૂપ પદાર્થ ઉત્પન્ન થાય તેજ ઘી કહેવાય અને તે ચીજ આપણને ખરી પુષ્ટિ આપી શકે; કારણ કે દુધ કે જે કુદરતી રીતેજ પુષ્ટિકારક પદાર્થ છે તે દુધના તત્વરૂપ ઘી પુષ્ટિકારક કેમ ન હોય ? હવે જ્યારે તેઓ બનાવટી ઘી પણ ઉત્પન્ન કરી શકે છે તો પછી ઉપર કહ્યું તેમ અનાજ પણ ન બનાવી શકે એમ કેમ કહી શકાય ?

આવી રીતે અનાજ, દુધ અને ઘી કે જે ત્રણ ખાધા ખોરાકીની ચીજો આપણા માટે આપણાજ દેશમાં નીપજાવાનું ગૌરવ આપણે હાંસલ કરવા હતા તે ગૌરવ પણ આપણું ખંડીત થયું છે. અનાજ અને દુધને માટે હજી જો કે ભયંકર સ્થીતિ નથી આવી એટલું હજી આપણું નશીબ સીધું લાગે છે; પરંતુ ઘીની નીપજ માટેના આપણા ગૌરવને તો ખરેખર હાલ થોડા વખત થયાં સખ્ત આઘાત લાગ્યો છે જેથી હાલ માં આવતા વેજીટેબલ ઘી બાબતમાં આપણે કેટલુંક વિવેચન કરવું વ્યાજબી થઇ પડશે.

દરેક ભાઇઓએ સમજી લેવું ઘટે કે ઘીની બનાવટ હિંદુસ્થાનમાં-થીજ શરૂ થઇ છે અને તે અત્યાર સુધીમાં બીજા કોઈ દેશમાં બનતું ન હતું અને હજી પણ બનતું નથી તેથી બીજા કોઇપણ દેશના શબ્દકોશ-માં ઘીનું બીજું નામ જણાવ્યું નથી. યુરોપ, આફ્રીકા વિગેરે દેશોમાં જોશો તો ફકત માખણજ વપરાય છે જેને તેઓ બટર ( Butter ) કહે છે પણ તે માખણને તપાવી ઘી બનાવવાનો ઇલમ અત્યાર સુધી તેઓને સુઝયો ન હતો. ત્યારે ઘીની વ્યાખ્યા માત્ર એટલીજ હોઈ શકે કે:—

દુધને ગરમ કરી તેમાં છાશ મેળવીને દહીં બનાવવું. તે દહીંમાં પાણી મેળવીને વલોવવું જે પ્રવાહીને છાશ કહેવામાં આવે છે અને તે છાશ ઉપર જે ચીકણી ગોળીઓ તરી આવે તે ભેગી કરી લેવી જેને માખણ કહેવામાં આવે છે અને તે માખણને તપાવી, તેમાંથી પાણી કે ખટાશ વિગેરેનો અંશ ઉડી જતાં જે તેલ જેવો શુદ્ધ પ્રવાહી પદાર્થ અથવા તત્વ રહે તેજ ખરૂં, ઘી કહેવાય. બાકી કપાસીયાનું ઘી, મહુડાંનું ઘી, ટોપરાંનું ઘી કે વનસ્પતિનું ઘી વિગેરે બનાવટી ઘી તો જુદી જુદી જાતનાં તેલ માત્ર છે. પણ તે ઠરી જતાં ઘીના જેવાં ઘટ થઈ જાય છે તેથી તેને ઘીની ઉપમા આપવામાં આવે છે પણ તે ઘી તો નજ કહેવાય. દાખલા તરીકે કોઇ લેખક અથવા કવિ કોઇ સ્વરૂપવાન રમણીના સૌંદર્યનું બ્યાન કરે છે ત્યારે તે લખે છે કે "તે રમણીના દાડમની કળી જેવા ધવલ-દાંત હતા" આમાં તેના દાંતને દાડમની કળીની ઉપમા માત્ર આપી છે પણ તેથી તેમાંનો એકપણ દાંત સ્વતઃ દાડમની કળી તો નથીજ હોતો; હવે જો એવી સ્વરૂપવાન રમણીનો એક દાંત ખેંચી લઇને તેને

તપાસીએ તો તે છુટો એક દાંત શું દાડમની કળી જેવો લાગશે ખરો? અથવા તેને દાડમની કળી ગણીને ખાઈ શકીશું ખરા? કદિ નહિં. તેજ પ્રમાણે શરીરના બીજા ભાગોને અનેક ઉપમા આપે છે પણ તે તે અવયવોને જેની ઉપમા આપવામાં આવે છે તે-તે ઉપમેય પદાર્થજ આ ઉપમા આપવામાં આવેલાં અંગો છે એમ સમજી અથવા ધારી લેવું એ જેમ મૂર્ખતા છે તેવીજ રીતે શુદ્ધ દુધમાંથી બનેલા ઘી સિવાય બીજા હરકોઇ પદાર્થ જે રૂપ રંગમાં ઘીને મળતા આવતા હોય તેને ઘીજ ધારી લઇને તેનો ઘી તરીકે ઉપયોગ કરવો એ ખરેખર મૂર્ખતાજ છે.

ઉપરના દ્રષ્ટાંતથી આપણે જોયું કે હાલમાં વેચાતા વેજીટેબલ ઘીને ઘી તો નજ કહી શકાય; છતાં હાલમાં તેને વનસ્પતિના ઘી તરીકે તેના આયાત કરનારાઓ અને વેપારીઓ તરફથી ઓળખાવવામાં આવે છે તો અત્રે ચર્ચામાં તો આપણે તેને વેજીટેબલ ઘી તરીકેજ ઓળખીશું.

આ અજાયબી ભરેલું ઘી મેસર્સ રાલી બ્રધર્સના આડતીયાઓના કહેવા પ્રમાણે મુંબઈમાં લગભગ ૧।।-૨ વરસથી દાખલ થયું છે અને તેઓના કહેવા પ્રમાણે તે યુરોપના હોલેંડ દેશના રોટરડેમ શહેરમાંથી આયાત કરવામાં આવે છે.

મેસર્સ રાલી બ્રધર્સના આડતીયાઓ મેસર્સ બી. સી. રાસીસ કું.ના કહેવા પ્રમાણે જ્યારે તે મુંબઇની બજારમાં ૧।।-૨ વર્ષથી વપરાય છે તો તે મુંબઈની આલમને ફક્ત હાલ બે કે ત્રણ માસથીજ કેમ માલમ પડ્યું અને એટલા લાંબા વખત દરમ્યાન મુંબઇની લાખોની પ્રજા તેનાથી અજાણ કેમ રહી તે કલ્પવું કઠીન છે. છતાં પણ તે હાલમાં ફક્ત બે કે ત્રણ માસથીજ જગબત્રીસીએ ચડયું છે અને જે મેસર્સ રાલી બ્રધર્સના એજન્ટસ, મેસર્સ બી. સી રાસીસ કું. ના એક ભાગીદાર ના સન્મુખેજ વર્ણન થતાં મેં સાંભળ્યું છે તેમ છેલ્લા ચાર કે પાંચ માસથી તેઓએ આ ઘીની એજન્સી લીધી છે. ત્યારથી અત્યાર સુધીમાં લગભગ રૂપીઆ એક કરોડનું આ બનાવટી ઘી તેમના હસ્તકમાં હિંદુસ્તાનમાં વેચાઇ ગયું છે. કદાચ તેથી વધુ પણ વેચાયું હોય તો તે ખોટું નથી; કારણ કે જે દિવસે તેમનો વેપાર સાધારણ નજીવોજ હોય છે તે દિને પણ ઓછામાં ઓછી ૧૨૫-૧૫૦ પેટીઓ વેચાય છે અને હાલમાં આ ઘી વિરૂધ્ધમાં સભાઓ ભરાવા લાગી અને તેમાં જનાવરોની ચરબી છે

એમ બોલાયા પછી જો કે તેમનો દૈનિક વેપાર ઘટી ગયો છે તો પણ શરૂઆતમાં તો રોજની ૩૦૦-૪૦૦ પેટીઓ પણ વેચાતી હતી. એક પેટીમાં લગભગ ૧॥ મણના બે ડબા આવે છે જે હાલમાં મણના રૂા. ૧૯ થી ૨૦ ના હિસાબે વેપારીઓને વેચવામાં આવે છે.

## આ ઘીની ખપત કેવી રીતે વધી?

બંધુઓ! તમે જાણતા હશો કે મુંબઇ શહેરમાં જુદા જુદા વેપારને લગતાં જુદાં જુદાં વેપારી મથકો, બજારો અથવા દુકાનો છે. દાખલા તરીકે પરદેશોમાંથી જે કાપડ આવે છે તે પ્રથમ અત્રેની કાપડ મારકીટોમાં દાખલ થાય છે જ્યાંથી નાના વેપારીઓ પાસે જાય છે, જેમની પાસેથી ફેરીઆઓ લે છે અને ફેરીઆઓ પાસેથી પ્રજા ખરીદ કરે છે. પણ મુંબઈ સીવાય દેશાવરોમાં સીધા જથ્થાબંધના વેપારીઓ તરફથીજ તે જાય છે. તેવીજ રીતે અનાજ, ઘી વિગેરે માટે પણ અત્રે "ધી બોમ્બે ગ્રેન ડીલર્સ એસોસીએશન નામનું એક મંડળ છે જેના લગભગ બે હજાર મેમ્બરો છે, જેઓનો મુખ્ય ધંધો પરચુરણ અનાજ, ઘી, ગોળ કે કરીયાણું વચવાનો છે અને તેના મેમ્બરોની દુકાનો મુંબઈની ગલીએ ગલીમાં અને છેક ભાંડુપ અને બોરીવલી સુધીના પરાંઓમાં પણ પથરાએલી છે. આ વેપારીઓનો કીરકોલનો વેપાર હોવાથી, ઘી બજાર, ખાંડ બજાર, મીરચી મશાલા બજાર અને દાણાબદર સાથે તેમનો મોટો વહેવાર છે. હવે જો ઉપલા કોઇ પણ બજારોમાં કોઇ ખરાબ અથવા નવો કે અજાણ્યો ખાદ્ય પદાર્થ આવે છે તો ત્યાંથી આ કીરકોલ વેપારીઓ મારફત મુંબઇના દરેકેદરેક ઘરમાં દાખલ થાય છે પણ કાઠીઆવાડ ગુજરાત, મદ્રાસ, બંગાળ કે પંજાબ વિગેરે દેશોમાં તે અત્રેના મુખ્ય બજારોના આયાત કરનાર વેપારીઓ મારફત જાય છે. જ્યારથી મેસર્સ રાલી બ્રધર્સની એજન્સીમાં ઉપલા મંડળના ઉપ-પ્રમુખ અને બીજા મોટા વેપારીઓ ભાગીદાર તરીકે જોડાયા ત્યારથી અને તેમની સમજાવટથીજ નાના વેપારીઓ આ નવું ઘી ખરીદવા લાગ્યા અને ત્યારપછી તો જોતજોતાંમાં રોજની સેંકડો પેટીઓ ખપવા લાગી અને અત્રે ખપત વધવાથી મેસર્સ રાલી બ્રધર્સની ફરમાસથી હોલેંડના કારખાનાં પણ હજારો પેટીઓ દરરોજ ધકેલતા રહ્યાં. બંધુઓ! આપણી કઠણાઇ જરા જોઈ લેજો!

એક બાજુ મહાત્મા ગાંધીજી વિદેશી કાપડની આયાત બંધ કરવા મથે છે, અરે દેશમાંજ બનતું મીલનું કાપડ પણ બંધ કરાવી તેના બદલામાં હાથ વણાટના ઉદ્યોગને ઉત્તેજન આપી કાપડની નીપજ બાબતમાં દેશને સ્વતંત્ર બનાવવા ઇચ્છે છે અને તેમાં તે ફળીભુત થાય તે પહેલાં તો ઘી જેવી ચીજ પણ કરોડોની કિંમતે પરદેશથી આયાત થવા લાગી છે. ગભરાશો નહિ ! વિદેશીઓ આપણી નાડ પુરેપુરી જાણી ગયા છે અને આપણને એક અથવા બીજી રીતે નિચોવ્યા વગર રહે તેમ નથી.

ઉપર કહેલી એસોસીએશનના ઉપ-પ્રમુખ અને તેમને લાગતા વળગતાઓ આ એજન્સીમાં ભાગીદાર તરીકે જોડાયા એટલે પ્રમુખ સાહેબ પણ મોટા પાયા ઉપર ખરીદી કરવા લાગ્યા અને આવી રીતે પોતાના મંડળના નાયકોને આ વેપારમાં સંડોવાયલા જોઈ નાના વેપારીઓ કેમ બેસી રહે? નાયકોને પણ એટલુંજ જોઇતું હતું તેઓ તો તેમનો વેપાર જેમ બને તેમ વધુ ફેલાય એટલું જોવાને માટે જ આતુર હતા અને તેમ કરવા માટે મેસર્સ રાલી બ્રધર્સની સાથે થએલી તેમની શરતોની રૂએ બંધાએલા જ હતા. આ એજન્સીના ભાગીઆઓનું કહેવું એમ થાય છે કે આ વેપારમાં મેસર્સ રાલી બ્રધર્સનો કંઇ પણ ભાગલાગ નથી તેમજ તેમને કંઈ વ્યાજ વટાવ કે કમીશન પણ આપવામાં આવતું નથી. તે તો ફકત જોઇએ તેટલો માલ મેસર્સ બી. સી. રાસીસ કું. ના હિસાબે મંગાવી આપે છે. આ જો કે ખરેખર નવાઇ જેવું જ છે છતાં તેમની એજન્સીના ભાગીદારોને આ વેપારમાં જોડાવા માટે લલચાવવાનું બીજું કયું કારણ હોઈ શકે? આ એજન્સીના ભાગીદારો મુખ્યત્વે જૈન અને આગળ જણાવ્યા પ્રમાણે એક મુખ્યત્વે કરીને જૈન મંડળના જોખમદાર અધિકારીઓ અને મેંબરો છે. હશે. આગળ વધો.

દુનિયાનો એક સિધ્ધાંત છે કે પહેલાં મોટેરાં કોઇ કાર્ય કરે ત્યારે જ તેનું જોઇને નાનાંઓ કરે છે. તેજ રીતે ઉપલી સંસ્થાના પ્રમુખ, ઉપ-પ્રમુખ અને કેટલાક મોટા મેમ્બરો પ્રથમ આ ઘીના વેપારમાં સંડોવાયા તેનું જોઇને નાના વેપારીઓ પણ તેમાં ભળ્યા અને પરિણામે આ અજાણી ચીજ ઘી તરીકે મુંબઇમાં અને દેશાવરોમાં ફેલાઇ.

## હવે દેશાવરોમાં આ ઘીનો ફેલાવો કેવી રીતે વધ્યો તે તપાસીએ.

ઉપલી અને બીજી એજન્સીઓ તરફથી અવારનવાર વેજીટેબલ ઘીના નામ નીચે જાહેર ખબરો છુટથી વહેંચવામાં આવતી હતી જે દેશાવરોના આડતીઆઓના હાથમાં ગઈ હશે અને યુરોપથી આવું વનસ્પતીનું શુધ્ધ જેવું જ ઘી આવી શકે કેમ તેના કુતુહલની સમજણની માટે થોડા ઘણા વેપારીઓએ શરૂઆતમાં થોડી ઘણી પેટીઓનો ઓર્ડર આપી મંગાવી હશે અને ત્યાર બાદ તેમને લાગ્યું હશે કે આ ચીજ જો કે ઘી તો નથીજ પણ ઘીમાં સહેલાઇથી મેળવી શકાય છે એમ જાણી સાચા ઘીમાં મેળવણી કરી વેચવા માટે તેઓ છુટથી ઓર્ડર આપતા રહ્યા હશે અને જો કે તેમ થાય જ છે છતાં પણ તેમ નહીં થતું હોય એમ ધારીએ તો પણ અજ્ઞાન અને એકદમ ગરીબ દેશની પ્રજાઓમાં આ અજાણી ચીજ ઘી તરીકે વેચવામાં આવા વેપારીઓ જરૂર ફાવી ગયા હશે અને સાચા ઘીની કીંમતના હિસાબે આ ઘી સોંઘું પડતું હોવાથી બીચારા ગરીબો પણ તે ખરીદ કરવા અને ખાવા લલચાયા હોય એમ લાગે છે અને જેને કારણે રોજની પચાસ પોણોસો અથવા તેથી વધારે પેટીઓ દેશાવરમાં જાય છે.

મને સમાચાર મળ્યા મુજબ આવી જ એક શાખા મોટા પાયા પર કલકત્તામાં પણ ચાલે છે અને ત્યાં પણ એવી જ રીતે રોજની સેંકડો પેટીઓ વેચાતી હશે.

## હવે આ બનાવટી નવાઈભર્યા ઘીનાં નામ નીશાનની વિગત ઉપર આવીએ.

આ તાજુબીભરેલી ચીજના ડબાઓ ઉપર શરૂઆતમાં "વેજીટેબલ ફેટ" ( Vegitable Fat ) એટલે "વનસ્પતિની ચરબી" એવો માર્કો આવતો હતો. હવે "ફેટ" શબ્દનો સીધો અર્થ ચરબી થાય છે પણ વનસ્પતિમાંથી પણ ચરબી નીકળતી હશે એ અજાયબી જેવું લાગે છે તેથી વનસ્પતિમાથી નીકળતો અથવા ઝરતો કોઈ

ચીકણો પદાર્થ એવો અર્થ કર્યો હોય તો તે અજુગતું તો નથી જ છતાં પણ આ "ફૂટ કહેતાં" ચરબીનું ઘી છે એમ કોઇએ અફવા ઉડાડી હોય અને તેને કારણે પ્રજામાં હોહા થઇ રહી હશે તેથી તેના આયાત કરનારાઓએ આગલું નામ બદલીને "વેજીટેબલ ઘી" (Vegitable Ghee) એટલે "વનસ્પતિનું ઘી" એવું નામ રાખ્યું અને તેમના ડબા ઉપર પણ એજ મારકો છાપવા લાગ્યા. ત્યાર પછી તો તેની બાબતમાં વિશેષ ચળવળ થઇ જેણે મોટું સ્વરૂપ ધારણ કર્યું. તેનું પ્રથ્થકરણ કરવા માટે દાકતરોને અને રસાયણ શાસ્ત્રીઓને મોકલવામાં આવ્યું અને તેઓના અભિપ્રાયો મેળવવામાં આવ્યા. જેમાં મેસર્સ બી. સી. રાસીસ કું. ને મેજર બી. હાયમ. એમ. બી. મેજર, ઇંડીયન મેડીકલ સરવીસ, કેમીકલ એનલાઇઝર ટુ ગવર્નમેન્ટ ( Major, B. Higham, M. B. Major, Indian Medical Service; Chemical Analiser to Government ) ચોકખું લખી આપે છે કે, લીલી બ્રાંડ વનસ્પતિ ( Lali Brand Vanaspati ) નું સેંપલ પૃથકરણ કરી જોતાં જણાય છે કે " તે પદાર્થ દુધમાંથી બનેલો નથી, પરંતુ શુધ્ધ વનસ્પતિના પદાર્થમાંથી બનેલો છે. આમાં જનાવરની ચરબી બીલકુલ નથી એમ બારીકીથી તપાસ કરતાં સાબીત થયું છે. આમાં જે મુખ્ય પદાર્થ છે તે " મારગેરીન " ના નામથી યુરોપમાં જે પદાર્થ ઓળખાય છે અને ગરીબ અને સાધારણ સ્થીતિનાં કુટુંબોમાં જેનો માખણની જગાએ છુટથી ઉપયોગ થાય છે તેને મળતો પદાર્થ છે અને તેનાથી કોઇપણ જાતને બગાડ થયો નથી " તે હિંદુસ્તાનમાં ઉજળું ભવિષ્ય દેખાડે છે" વિગેરે આ સર્ટીફીકેટમાં રસાયણ શાસ્ત્રી પોતેજ ચોકખે ચોકખું કહી આપે છે કે એમાં દુધનો અંશ તો નથી જ પણ બીજો કોઇ " મારગેરીન " ના જેવોજ પદાર્થ છે. રામ ! રામ ! ! યુરોપમાં વળી " મારગેરીન " પદાર્થ કેવો થતો હશે કે જે તે દેશનો મોટો ભાગ જે ગરીબ છે તે માખણ તરીકે ઉપયોગ કરે છે. અરે માખણને બદલે " માર્ગેરીન " જ આ ઘીમાં હોત તો પણ કંઇક અંશે આશ્વાસન મળત પણ રસાયણ શાસ્ત્રીઓ કહે છે કે તેમા " મારગેરીન " પણ નથી, પરંતુ તેને મળતો કોઇ પદાર્થ છે. બન્ધુઓ શું સમજવું ? " " મારગેરીન " તમોએ જોયું તો નહિ હોય છતાં ઉપલી કંપનીના

મુખ્ય ભાગીદાર મી. બી. સી. રાસીસ જેઓ એક યુરોપીઅન છે તેઓ કદાચ જાણતા ઓળખતા હશે કે તે શું ચીજ છે અને તેમણે કદાચ તે ચાખી પણ હશે હું નથી ધારતો કે તેમ હોય, પણ આ તો તે પણ નથી. કદાચ તેમને પોતાને પણ ખબર નહિં હોય કે " માર્ગે-રીન " ના જેવા આ બીજા પદાર્થોનું નામ શું હશે ?

આમ છતાં મજકુર રસાયણ શાસ્ત્રી કહે છે " કે આ ઘી હિંદ સારૂં ભવિષ્ય ભાખે છે" ભાઈઓ યુરોપમાં આ ઘીને કોઈ પુછતું પણ નહિં હોય છતાં ત્યાંથી પરવારીને તે હિંદમાં નશીબ અજમાવવા અને હિંદને ઉજાળવા આવ્યું છે ! તો તે કેવું ઉજાળે છે તે આગળ ખબર પડશે. ઠીક હે ને દો.

હવે આ પદાર્થમાં દુધનો અંશ નથી એમ જ્યારે સર્ટીફીકેટ તેમના જ રસાયણ શાસ્ત્રીએ આપ્યું ત્યારપછી અથવા તો આ બાબતમાં ઉહાપોહ થયા પછી આના એજન્ટોએ વેજીટેબલ ઘી નામ બદલીને હાલ ફકત " લીલી બ્રાન્ડ વનસ્પતિ " Lily Brand Vanaspati ) એવું નામ આપ્યું છે. એ તો જેમ પુરૂષ જન્મે ત્યારે બાળક કહેવાય છે, સાધારણ સમજણો થાય ત્યારે કુમાર અથવા કિશોર કહેવાય છે, પછી સંસારની વ્યાધિમાં પડતાં એટલે ગૃહસ્થ બનતાં પુરૂષ કહેવાય છે અને શરીરનાં ગાત્રો ગળી જતાં ઘરડો કહેવાય છે તેમ આ ઘીનાં નામોમાં પ્રસંગોપાત ફેરફાર થયો હોય તો તેમાં તમને શું નુકશાન થયું ?

હવે મુંબઈના ઉપલા રસાયણ શાસ્ત્રી જ્યારે કહે છે કે આમાં દુધનો અંશ પણ નથી. ત્યારે મેસર્સ રામચંદ્ર અને જીવણલાલ, ચંદ્રમહાલ, ઠાકોરદ્વારવાલા જેઓ વળી લોટસ બ્રાંડ વેજીટેબલ ઘી (Lotus Brand Vegitable Ghee)ના મુંબઈ ઇલાકાના એજન્ટો છે તેઓ પોતાની એક ખુલ્લી ચેલેન્જમાં હોલેંડના પાંચ ડાકટરો જે તેમના કહેવા પ્રમાણે વિખ્યાત રસાયણ શાસ્ત્રીઓ છે તેમનો અભિપ્રાય ટાંકે છે જેમાં જણાવ્યું છે કે " લોટસ બ્રાંડ વેજીટેબલ ઘીની બનાવટમાં વપરાતા બધા કાચા પદાર્થો અમોએ તપાસ્યા છે તેનું પૃથકરણ અને પરિક્ષા કરતાં જણાય છે કે તે બધા પદાર્થો વનસ્પતિમાંથી બનાવેલા છે અને તેમાં એક પણ જાનવરની

ચરબી નથી કે તેવી ચરબીથી મિશ્રિત નથી. લોટસ બ્રાંડ વેજીટેબલ ઘીનું મિશ્રણ, મેળવણી અને બનાવટની બીજી ક્રિયાઓ અમોએ તપાસી છે તેમજ આ છાપનું ઘી ઉપલા વનસ્પતિ પદાર્થોમાંથી જ બનાવેલું છે અને છેલ્લામાં છેલ્લી ઢબ મુજબ તંદુરસ્તી તથા જંતુ વિનાશની પદ્ધતિને અનુસરીને તૈયાર કરેલા ગાયના દુધ સાથે વલોવીને બનાવવામાં આવ્યું છે” વિગેરે.

બંધુઓ! આ એકજ ચીજ સબંધમાં અભિપ્રાયોનું જુદાપણું ધ્યાનમાં આવે છે કે? અત્રેનો રસાયણ શાસ્ત્રી જણાવે છે કે તેમાં દુધ નથી ત્યારે ઉપરના બીજા સર્ટીફીકેટના રસાયણ શાસ્ત્રીઓ કહે છે કે તે દુધ સાથે બીજા પદાર્થો મેળવીને બનાવવામાં આવેલ છે.

આમાં દુધ છે એમ લખનાર કયા દેશના છે તે પણ શું આપને ફરીથી સમજાવવાની જરૂર છે? ન હોય તોપણ કહી દઉં છું કે તેઓ હોલાન્ડનાજ છે, કે જ્યાં આ આશ્ચર્યજનક ઘી બને છે. પોતાની માને વાંઝણી કોણ કહે? અથવા જેના ગાડે બેઠા તેનાં ગીત ના ગાવાંજજોઇએ ને? પોતાનાજ દેશમાં નીપજતી ચીજને ખરાબ કોણ કહે? કોઇજ નહિં. હવે જો આમાં દુધનો અંશ નથી એમ કહે તો આ ઘી કોણ લે? હિંદુસ્થાન સિવાય બીજો કોઈ દેશ ઘી તો ખાતો નથી. ત્યારે હિંદુસ્તાનનું મન મનાવવા માટે બીજો શો ઉપાય હોઈ શકે? છતાં પણ જો તેમના અભિપ્રાય પ્રમાણે આમાં દુધ છે એમ ઘડીભર માની લઇએ તો પછી મી. હાયમ જેઓ પણ યુરોપીઅન છે તેમને આમાં દુધ નથી એમ કહેવાનું શું પ્રયોજન મળ્યું હશે? શું મેસર્સ રાલી બ્રધર્સને એમ કરી ખોટમાં ઉતારવાનો તેમનો આશય હશે! નહિં એમ તો હોયજ નહિ? ત્યારે સાચું કોણ? મી. હાયમ કે હોલેંડના રસાયણ શાસ્ત્રીઓ? વાંચકો! એની પરીક્ષા આપજ કરી લેશો તો સારૂં. હવે મી હાયમ તો એમ પણ કહે છે કે આમાં યુરોપમાં માખણને બદલે વપરાતા મારગેરીનના જેવો કોઇ પદાર્થ છે પરંતુ હોલેંડના ડાકટરો તો તેમા જે પદાર્થ છે તે વનસ્પતિનો કોઈ પદાર્થ છે એમ કહે છે પણ તે પદાર્થ કયો છે તે તો જણાવતાજ નથી. રસાયણ શાસ્ત્રીઓને તેમની તપાસમાં જે પદાર્થ જણાય તેનું નામ ખુલ્લે ખુલ્લું લખી જણાવતાં શું પેટમાં દુખતું હશે? અથવા નામ નહિં આપવાનું શું કારણ હશે તે સમજાતું નથી. હશે.

મારા ભાઈ, ચાલવા દો એમજ. "દુનિયા ઝુકતી હૈ ઝુકાનેવાલા ચાહીએ." નહિં તો વળી પોતાનાજ દેશમાં બનેલી ચીજોમાં કઇ કઇ ચીજોનાં તત્વ છે એ કોઈ જણાવી ન શકે ? અને જણાવી શકે એમ હોય છતાં ન જણાવે તો તેને માટે શું ધારવું ?

મેસર્સ રામચંદ્ર અને જીવણલાલ આ ઘીમાં ચરબી નથી એમ ધસીને જણાવે છે અને જો કોઈ સાબીત કરી આપે કે તેમાં ચરબી છે તો તેઓ રૂ ૧૦૦૧) ધર્માદામાં નાખવા તૈયાર થાય છે અને જાહેરને ચેલેંજ કરે છે કે "છ કોઇ માયનો પુત આ ચેલેંજ ઉપાડી લેવા તૈયાર ? અહો કેવું જબરદસ્ત પરાક્રમ ? છતાં પણ તેઓને સર્ટિફિકેટો આપનાર ડાકટરોને પુછવાની તેમનામાં તાકાત જણાતી નથી કે આ ઘીમાં શું શું પદાર્થો બન્યા છે તેનાં નામ ચોકખે ચોકખાં કેમ નથી જણાવ્યાં ? તેઓ કહે છે કે હિંદુસ્તાનમાં કોઈપણ ઘી ચોખું અને કોઇ પણ જાતની ભેળસેળ વગરનું તો મળતુંજ નથી અને તેને કારણે જ તેઓએ વિલાયતમાં આ તાજુબી ભરેલું વનસ્પતિનું ચોકખે ચોકખું ઘી હિંદુસ્તાન માટે નીપજાવ્યું છે! ધન્ય ધન્ય; હિંદુસ્તાન ? ઉપકાર માન ! ત્હારાં આવાં વેપારી ફરજંદોનો કે જેણે ત્હારા બાળકોને જેમના દેશમાંજ નીપજતા ભેળસેળવાળા ઘી ખાવામાંથી બચાવી લઈ આવું ચોકખું વનસ્પતિનું ઘી, જે તેલના હિસાબે સોઘું પડે છે છતાં ઘીનાં ભાવે આપીને ત્હારાં બાળકોને ઉપકારી બનાવ્યાં છે. પાડ માન પ્રભુનો કે જો આવાં પરોપકારી ફરજંદો ત્હારી કુખે પાકયાંજ ન હોત તો ત્હારા બાળકોને આવું વિદેશી ઘી મળતજ કયાંથી ? અરે ! હિંદુસ્તાનવાસીઓ, તમારા ઉપર આવા ભાઈઓએ જે ઉપકાર કર્યો છે તેનો બદલો તમો શી રીતે વાળી આપશો ? મને તો એજ રસ્તો સુઝે છે કે મજકુર ઘીનાં પોતાની શકિત મુજબ ૫-૧૦ કે ૧૫ ડબા દેવમંદિરોમાં મુફત આપો ? પોતપોતાની જ્ઞાતિઓને તે ઘીમાંથી મુફત જમણવાર કરાવો અને તેમ કરવામાં જે પુન્ય (?) તમને મળે તે બધું બ્રાહ્મણ પાસે સંકલ્પ કરાવીને આ ઘીના ખાસ એજન્ટોને મળે એવી પ્રાર્થના કરો. કેમ તમને બીજો કયો રસ્તો સુઝે છે ? અરે પણ સબુર કરો. આ ઘીના આડતીયાઓ કે જેઓ આ ઘીની પવિત્રતા વિષે એક પછી એક જાહેર ખબરો

અને ચેલેંજ બહાર પાડયા જાય છે તેઓ જાહેર પ્રજાની વધુ ખાત્રી માટે તેમનાં એ લાંબા લચ પ્રમાણપત્રો અને સરક્યુલરોમાં ખુલ્લે ખુલ્લું કેમ જાહેર કરતા નથી કે આ ઘી તેઓ પોતાના રોજીંદા ખોરાકમાં સાંજ સવાર ખાય છે. અને દેવસ્થાનમાં દિવાબત્તીમાં પણ વાપરે છે! ખરે અહીંજ કંઈ દાળમાં કાળું દેખાય છે. આ તો એવું છે કે તમે બધા પડો ખાડમાં, અમે તો ન જ પડીએ; અથવા તો "કીસીકા ઘર જલો, કીસીકા પુત મરો, બંદા ખાવે ઓર તાપે." એટલે કે તમે જોઈએ તો વટલાવ, નપુંસક થાઓ તેની અમને શી પરવા; અમે તો તમને વાપરવા શીખામણ આપીએ પણ અમે તો તે વાપરશું નહિં. ડાહી સાસરે ન જાય અને ઘેલીને શીખામણ દે; કે જો બ્હેન સદાકાળ પીઅરમાં કંઈ દીકરીઓથી બેસી રહેવાય? દીકરી એ તો પારકું ધન કહેવાય. માટે સમજુ થા અને સાસરે જઈ નામ દિપાવ. પણ ડાહી પેતે નથી જતી તેનું કેમ? આની આ વાત છે. કેમ બંધુઓ કંઈ સમજાય છે કે? જાહેર પ્રજાની જાણ માટે આ તકલાદી ઘીનાં નામ નીશાન અત્રે જણાવવાં વ્યાજબ થઇ પડશે.

૧ લીલી બ્રાંડ વનસ્પતિ.

૨ લોટસ બ્રાંડ વેજીટેબલ ઘી.

૩ ક્રાઉન બ્રાંડ (તાજ છાપ.)

૪ સ્કેલ બ્રાંડ (કાંટા છાપ.)

આ તકલાદી ઘીનાં જે નામ બજારોમાં ચાલુ છે તેમાંના મુખ્ય ઉપર મુજબનાં છે.

## હવે આપણે ઇનામોની હારમાલા જોઇએ.

ઉપલા ઈનામ પછી મેસર્સ બી. સી. રાસીસવાળાએ તેમના ઘીમાં વનસ્પતીની ભેળસેળ સિવાય ચરબી છે એમ સાબિત કરી આપનારને રૂ. ૫૦૦૦, અકે પાંચ હજારનું ઈનામ આપવા જાહેર કર્યું છે. ભાઈઓ, આ ઇનામ લેવાની છે તમારામાં તાકાત? ક્યાંથીજ હોય? જો તમો અને હું બધા રસાયણ શાસ્ત્રીઓનોજ ધંધો લઇ બેઠા હોત તો તો રસાયણ શાસ્ત્રને લગતાં દરેક ઓજારો તમારી અને મારી પાસે હોત અને ઇનામ જાહેર થયા પછી ટુંક

સમયમાંજ તેમાં જે જે પદાર્થો છે તેનો જવાબ આપી શકયા હોત; પણ તેમ ક્યાંથી બને કે દરેક જણ રસાયણ શાસ્ત્રીજ થઈ જાય ? પરંતુ જો કોઈ મહાન જ્યોતિષીએ ભવિષ્ય ભાખ્યું હોત કે આવું વનાસ્પતિનું ઘી દેશમાં દાખલ થશે માટે દરેકે તેની ખાત્રી કરવા માટે તૈયારી રાખવી તો તો હુંજ દરેકને રસાયણ શાસ્ત્રી અથવા તબીબ બની જવાની પહેલેથીજ ચેતવણી આપી દેત. પણ અફસોસ, "ઓ દીન કહાંસે કે મીયાં કે પાંઉમેં જુતિયાં" હશે. કઠણાઈ આપણા કરમની કે આપણે દરેક વેળાસર રસાયણ શાસ્ત્રી બની શકયા નહિં. ઠીક આગળ ચલાવો.

ભાઈઓ! આપને વળી વધાઈ આપવાની કે તાજેતરમાં મેસર્સ રાલી બ્રધર્સે પોતાના તરફથી તેમની આ વનસ્પતિમાં ચરબી છે એમ પુરવાર કરી આપનારને રૂ. ૨૦૦૦૦, અંકે વીશ હજારનું ઈનામ આપવા જાહેર કર્યું છે!!! અધધધધ. જો કોઈ લોટ્રી કે શરતમાં આટલું ઈનામ છપાયું હોત તો તો કોઈના ભાગમાં આઠ આનાના ભાગીદાર તરીકે જોડાઇને પણ રૂ. ૧,ની લોટ્રી હું અવશ્ય ખરીદી લેત. પણ આ તો ચરબી છે એમ સાબીત કરવાનું. તેમાં કંઈ મહેનત ખરી કે? કંઈ નહીં. ફકત તેને માટે અનેક જાતની દવાઓ, એપેરેટસ મશીનો વિગેરે જોઇએ અને વીસને બદલે ચાલીશ હજાર ખરચીને રસાયણ શાસ્ત્રી થયા હોઇએ તોજ તેમ કરી શકીએ. પણ એવું ઇનામ લેવાની આપણને શી ગરજ ? એ વેજીટેબલ ઘી કહો કે વનસ્પતિ કહો તે આપણે વાપરવુંજ નથી તો પછી તેમાં શું છે એમ સાબીત કરવાની તમારે કે મારે શી જરૂર છે? એવાં તે છોકરાં ક્યાં ધાવણાં રહી જાય છે કે દીકરો કુંવારો રહી જાય છે કે આવી વગર મફતની ભાંજગડના ખાડામાં ઉતરવું પડે? એ રૂપીઆ વીસ હજારની રકમ એમની પાસેજ રહેવા દો કે જેમાંથી તેઓ સ્હેજે ૫૦૦, પેટી આવું ઘી નીપજાવી શકે. ખબરદાર, જો જો વળી તમે ક્યાંઇ માથુ મારી કુદી પડતા નહિં. એ વીસ હજાર લેતાં ગાંઠના બે હજાર બીજા વ્યાજના આપવા પડશે અને મહેનત મજુરી માથે પડશે. એ વીસ હજાર આ ઘીના નફામાંથી મેળવેલા તેજ કે બીજા? જે હોય તે. ચાલો આગળ.

નકલી આંખ, દાંત, પગ કે હાથ કોને નખાવવા પડે છે? જેને આંખો દાંત, પગ કે હાથ હોય છે તેને કે નથી હોતા તેને? નથી હોતા તેને તેમ કરવું પડે છે; તો પછી જેઓ સાચાજ છે, જેમના માલમાં કોઈ જાતનો બીગાડો થાય એવી ચીજ નથી અને જેઓને નામાંકિત રસાયણ શાસ્ત્રીઓનાં પાકે પાયે સર્ટિફિકેટો મળ્યાં છે તેમને વળી પોતાની સચ્ચાઇ માટે આવાં ઇનામો જાહેર કરવાનાં ધતીંગ શા સારૂ કરવાં પડે? જે દિકરામાં ખોડ હોય તેને વરાવવો હોય ત્યારે જે કન્યાને માટે માગું કરવાનું હોય તેનાં માબાપ કે સગાં વહાલાંને મોઢે મુરતીયાનાં કેવાં વખાણ કરવાં પડે છે; તેનામાં કોઇ જાતની ખોડજ ન હોય તો કોઇ વધુ વખાણ કરે ખરા કે? સામાવાળાને મુરતીયો જોવો હશે તો પોતે જ આવશે એમ ધારી મુરતીયાનાં સગાં નિરાંતે ન બેસે? કેમ કંઈ સમજાય છે કે? હોય, દુનિયાં એમજ ચાલે છે. એ પણ પશ્ચિમનો એક સુધારો છે. હું આગળ ચલાવો.

વેજીટેબલ ઘીના આયાત કરનારાઓને આ બધી ધમાલ શા સારૂ કરવી પડી એ કંઈ જાણો છો? ન જાણતા હો તો સાંભળો હુંજ કહી દઉં છું. કલકત્તાના પેલા બે બંગાળી રસાયણી શાસ્ત્રીઓ બી. એચ કે. સેન અને બી. એન ઘોસ, જેઓનાં નામ પાછળ મોટી ઉપાધીઓ વળગી છે તેઓએ તથા મેસર્સ સ્મીથ સ્ટેનીસ્ટ્રીટ નામની યુરોપીયન રસાયણ શાસ્ત્રીઓની પેઢીને કોઇએ હાલમાં બે મોઢે વગોવવામાં આવતાં લીલી બ્રાન્ડ વનસ્પતિ અથવા તેને મળતાજ કોઈ પદાર્થો પૃથકરણ કરવા માટે મોકલી આપ્યા હશે જેની તપાસ કરીને તેઓએ ભસી દીધું કે તેમાં ડુક્કર અથવા ગાયની ચરબી તેલ સાથે મેળવેલી છે. આ સર્ટી. ફીકેટોની નકલો મુંબઇના ઘી બજારના કોઇ વેપારીને મળતાં અથવા બીજા કેઈ મંડળને મળતાં તેણે ગામમાં શોરબકોર કરી મુકયો કે વેજીટેબલ ઘીમાં ગાય અને ડુક્કરની ચરબી છે. શોરબકોર વધી પડવાથી પેલી કચ્છી વીશા ઓશવાળ જૈન સોસાયટીના જુવાનીઆઓએ ગામમાં મોટી સભા ભરી તેમાં બાફી માર્યું કે હાલમાં વેચતાં વેજીટેબલ ઘીમાં ચરબી છે. બસ થઈ રહ્યું. વેજીટેબલ ઘીનું નામ ગલીએ ગલીમાં સંભળાવા લાગ્યું. તેનો નિષેધ કરાવવા તે જુવાનીઆઓએ વળી તુરતજ બીજી

સભા બોલાવી ઉપલાં સર્ટિફિકેટો વાંચી બતાવ્યાં; પછી તો જોઇએજ શું? નાના વેપારીઓ અને તાવડો કરનાર વેપારીઓનાં દીલ પણ આમાં ચરબી છે એમ સાંભળી ખાટાં થયાં. તેઓએ આ બાબતમાં વિચાર અને નિશ્ચય કરવા પોતાની બોમ્બે ગ્રેન ડીલર્સ એસોસીએશનને સુમારે ૧૫૦ જણાની સહી સાથે અરજી કરી. જેમાં વધુ મતે ઠરાવ થયો કે "આ ઘી કોઇ ભાઇઓએ વેચવું અથવા વાપરવું નહિં" પરંતુ ઘીના એજન્ટોએ તેમને કંઇક રાહત મળવા માટે અરજ કરવાથી ઠરાવમાં સુધારો મુકાયો કે જેઓની પાસે આ ઘી હોય તેઓએ તુરત વેચી નાખવું અને નવી ખરીદી કરવી નહિ. તેમ છતાં જેઓ નવી ખરીદી કરશે તેઓ ગુનેહગાર છે. જેઓના દિલમાં ડંખ લાગ્યો તેઓએ તો ઉપલા ઠરાવને અનુમોદન આપી અમલ પણ કર્યો. પરંતુ જેઓને આ ઘીમાંથી મળતા દમડાઓએ આંજી નાખી અંધ બનાવ્યા હતા તેઓનો તો બંજેજ દિને ખરીદી માટે દરોરો પડયો. ઘણા વક્તાઓએ ગળાં રહી જાય તેમ બરાડીને કીધું કે કંટ્રૅલનો હરામના પૈસો જેમ કોઇનો ટકયો નથી તેવોજ આ ઘીનો પૈસો સમજવો. પણ ખ્હેરા અથવા ભેંસ આગળ ભાગવત વાંચવાથી અથવા તો પથ્થર ઉપર પાણી રેડવાથી જે પરિણામ આવે તેવુંજ તેમના ઉપદેશ અને શ્રમનું પરિણામ આવ્યું.

બંધુઓ, મેસર્સ રાલીવાળાને કંઇક ઇન્સાફ મળે તે માટે બંગાળાના રસાયણ શાસ્રીઓનાં સર્ટિફિકેટો બાબે અત્રે સ્હેજ ખુલાસો કરવો વ્યાજબી થશે. તેઓની એવી દલીલ છે કે કલકત્તાના રસાયણ શાસ્રીઓએ આપેલાં પ્રમાણપત્રો તેમનાં પોતાનાં લીલી બ્રાન્ડ વનસ્પતિના માટે અપાએલાં નથી પણ બીજા કોઇ તરફથી મોકલવામાં આવેલા ભળતાજ પદાર્થો માટે આપવામાં આવેલા છે. જો મજકુર રસાયણ શાસ્ત્રીઓનાં સર્ટિફિકેટો બારીકીથી તપાસીશું તો સ્હેજે જણાઈ આવે છે કે તેમાં મેસર્સ રાલી બ્રધર્સના "લીલી બ્રાન્ડ વનસ્પતિ"નો બીલકુલ ઉલ્લેખ કરવામાં આવ્યો નથી. તેમ છતાં જ્યારે ઉપલા સર્ટિફિકેટોના દાખલા પોતાનાજ માલ બાબતમાં છુટથી અપાતાં તેમણે સાંભળ્યાં ત્યારે તેમની દેખીતિ ફરજ હતી કે પોતાના લીલી બ્રાન્ડ વનસ્પતિનો એક નમુનો ઉપલા રસાયણશાસ્ત્રીઓને મોકલી તેનો અભિપ્રાય તેઓએ મંગાવવો જોઇતો હતો અને તેમાં ચરબી નથી એમ જણાવવામાં

આવ્યું હોત તો તે તેમના બચાવ માટે ઘણું ઉપયોગી થઈ પડયું હોત અને જેઓ તેમના ઘીમાં ચરબી છે એમ બકી નાખે છે તેમને તેઓ ખુલ્લી ચેલેંજ કરી શકત; પણ દિલગીરીની વાત છે કે તેઓને તે વાત સુઝી નથી અને અત્રેના ડાકટરોનાં સર્ટિફિકેટના આધારે તેઓ કુદી રહ્યા છે. હજી પણ તેઓ તેમ કરે તોપણ તેઓ પોતાનો બચાવ પાકા પાયા પર કરી શકશે અને તેમના પર થતા આક્ષેપોનો રદીયો આપી શકશે. પરંતુ તે પણ ઘણું અસુરૂં થઈ ગયું છે કારણ કે હવે આ ઘીમાં ચરબી છે એમ ઘણે ઓછે ભાગે બોલાય છે પરંતુ તે વિદેશમાંથી આવે છે અને તેના વપરાશથી આપણા દેશને અનેક રીતે નુકશાન જાય છે તેથી તે બંધ થવું જોઇએ એવી દરખાસ્તો સભાઓમાં મુકવામાં આવે છે.

## હવે આ ઘીની કિંમત અથવા પડતરની વિગત ઉપર આવીએ.

આપણે સર્ટિફિકેટો ઉપરથી જોયું કે તેમાં અમુક જાતનું તેલ છે એમ પણ કહેવામાં આવ્યું નથી છતાં ધારી લઇએ કે તેમાં અમુક જાતનું તેલજ છે (એ કે તેમ તો નથીજ) તોપણ કપાસીયા, મહુડાં કે તલ અથવા શીંગદાણાનું તેલ પણ દસથી બાર રૂપીએ મણ વેચાય છે. આ ચીજો આપણાજ દેશોમાં બને છે અને અહિંથીજ વિદેશ જાય છે. પરંતુ યુરોપના કોઇ પણ દેશમાં તલ અથવા શીંગદાણા કે કોપરાંની વનસ્પતિ નીપજતી નથી. તેથી જે પદાર્થ અહીંથી જળ માર્ગે હજારો માઇલ દુર જાય તેનું તેલ થઇને પાછું હજારો માઇલ દુરથી અનેક જાતના નફા નુકશાન, જકાત, નુર વિગેરે ચડીને પાછું આવે તે શા ભાવે પડે? મીઠું તેલ જે રૂપીઆ ૧૦-૧૨ નું મણ મળે છે તેના હિસાબે તો યુરોપથી આવેલું તેલ મોંઘુંજ પડે. હવે હોલેંડથી અત્રે આવતા આ પદાર્થ પર ઉપર ગણાવેલા દરેક ખરચા બાદ કરતાં તે પદાર્થ હોલેંડમાં રૂ. ૭-૮ નો મણ મળતો હાવો જોઇએ એમ અનુમાન થાય છે. કારણ કે જે આડતીઆઓ અત્રે તે રૂ. ૧૮-૧૯ ના મણ લેખે વેચે છે તેઓને પણ મણ એક પાછળ ઓછામાં ઓછો રૂ. ૪-૫ નો ગાળો પડે છે. ત્યારે બાકીના રૂ.૪-૫ ખર્ચના બાદ કરતાં આ પદાર્થ તેના દેશમાં ઉપર કહ્યું તેમ રૂ. ૭-૮ માં અથવા તો એથી પણ સોંઘો પડતો હોવો જોઇએ. તેથી સ્હેજે પુરવાર થાય છે કે તેમાં કોઇ પણ જાતનું તેલ નથી

અને તેલ હોય તોપણ તે કોઈ હલકી વનસ્પતિનું અને ઘણાજ થોડા અંશમાં હોવું જોઇએ. કોઇપણ જાતનું તેલ ખાવામાં ઘીના જેટલી પુષ્ટિ આપતું નથી તોપછી આ વેજીટેબલ વનસ્પતિ કે જેમાં ઘીનો અંશ તો નહિ પરંતુ શુદ્ધ તેલ પણ નથી તે આપણને શરિરને તાકાત તો કયાંથીજ આપે ? ઉપરાંત તેમાં જે અજાણ્યો પદાર્થ છે તે આપણને નુકશાનકર્ત્તા નહિં હોય એમ કેમ કહી શકાય ? તો પછી તેના વપરાશથી શા માટે દુર ન રહેવું ?

## હવે આ ઘીથી ખરી રીતે ફાયદો કે નુકશાન કોને થયું છે તે વિગતવાર તપાસીએ.

ઉપર વર્ણન કરી ગયા મુજબ આપણે જોયું કે આ ઘી હોલેંડમાં સાતથી આઠ રૂપીએ મણ પડતું હોવું જોઇએ. અત્રે તે હાલમાં તેના એજન્ટો તરફથી મણના રૂ. ૧૮-૧૯ લેખે વેચાય છે તેથી એજન્ટોને પણ તેમાં સારો ગાળો રહે છે પરંતુ એજન્ટો પાસેથી ખરીદ કરનાર કીરકોલ વેપારીઓ તેમાં ભેળસેળ કર્યા વગર ફકત હલકા ઘીના નામેજ રૂ. ૨૮-૩૦ ના ભાવે વેચે છે તેથી તેઓને પણ ઠીક તડો પડે છે. એમાં વળી તાવડા કરનારાઓ આ ઘીમાં સારૂં ઘી કંઇક અંશે ભેળવીને પે.રબંદર કે એવા બીજા ઉત્તમ ઘીના નામે રૂ ૩૫-૩૮ના ભાવે અને છેવટ કહો તો રૂ ૩૦-૩૨ કરતાં ઓછા ભાવે વેચતા નથી તેમને તો એકના અનેક જ થાય છે. ત્યારે નુકશાન કોને છે? નુકશાન ફકત તે ઘી ખાનારા એટલે કે પ્રજાવર્ગનેજ થાય છે. સારામાં સારા ઘીનો ભાવ આપવા છતાં તેઓને હલકામાં હલકું ઘી મળે છે. અરે તેમ છતાં જો હલકું ઘી પણ મળતું હોય તોપણ સારૂં; પરંતુ તે પણ તેમને મળતું નથી પરંતુ કોઇ વિદેશી અજાણ્યો પદાર્થ જેમા ઘીનો એક બાજુ રહ્યું પણ શુદ્ધ તેલનો અંશ પણ નથી એવો પદાર્થ ઘીના નામે તેમને મળે છે જેથી એક તો તેમના પૈસા જાય છે અને પૈસા જતાં છતાં શરિરને પુષ્ટિ આપવાને બદલે ઉલટું નુકશાન કરે છે. કદાચ નુકશાન નહિં કરતું હોય તોપણ શરિરને પણ તે પુષ્ટિ તો આપતુંજ નથી. આવી રીતે હરકોઇ બાબતમાં ખરી રીતે મરો તો અજ્ઞાન આલમ વર્ગનોજ થાય છે.

આ ઘી વાપરવાથી પાપના ભાગીદાર કોણ થાય છે? વિદેશનો આવો

અજાણ્યો પદાર્થ પોતાના સ્વાર્થને ખાતર દેશમાં આયાત કરવા માટે તેના એજન્ટો પાપના પ્રથમ ભાગીદાર બને છે. તે પદાર્થ અજ્ઞાન પ્રજાવર્ગને ઘીને નામે વેચનાર ફેરકોલ વેપારીઓ પણ વિશેષ ભાગીદાર છે અને એ પદાર્થમાં શુદ્ધ ઘીનું મિશ્રણ કરી શુદ્ધ અને ઉત્તમ ઘીના નામે વેચવામાં તાવડાવાળાઓ એક તો પોતાના આત્માને ઠગે છે તે એક પાપ, મિશ્રણ કરે છે એ બીજું પાપ અને પ્રજાની પાસેથી વધુ પૈસા લઈ એવું ઘી વેચવાનું ત્રીજું મહાન પાપ કરે છે. એટલે તાવડાવાળાઓ સર્વાંશે વધુ પાપના ભાગીદાર બને છે. ત્યારે શું આ ઘી વાપરનાર પ્રજાવર્ગનો આ પાપમાં કંઈ ભાગ નથી ? જ્યાંસુધી આ ઘીની બનાવટ અથવા આયાત બાબતમાં તેઓ અજ્ઞાન હતા ત્યાંસુધી તો અજ્ઞાનપણા માટે તેઓ દોષમાંથી મુક્ત હતા પરંતુ હવે જ્યારે આ ઘી સર્વ પ્રકારે વર્જ્ય છે એમ તેઓને જણાયા પછી પણ જો તેઓ તેનો વપરાશ ચાલુ રાખે તો ઉપલા વેપારીઓને આ હલકો ધંધો કરવામાં ઉત્તેજન આપવા માટે તેઓનાં પાપનો કંઈક અંશ તેઓને પણ ભોગવવો પડે તેમાં નવાઈ શું ? ત્યારે આ પાપમાં ભાગીદાર થવામાંથી પ્રજા કેવી રીતે ઉગરી શકે ? તે એકજ રીતે ઉગરી શકે. પોતાના હાલાના અથવા ઘીના વેપારીઓને તેઓએ ખુલ્લે ખુલ્લું કહી દેવું ઘટે કે "વેજીટેબલ" ઘી અમને બીલકુલ મોકલશો નહિં અને તેમ છતાં જો મોકલશો તો તમે પરમાત્માના ગુન્હેગાર થશો. વળી જ્યારે તેઓ ઓર્ડર આપ્યા મુજબનું ઘી લઈ આવે અથવા બતાવે ત્યારે તેઓને તેમના ધર્મનાં સખ્તમાં સખ્ત સોગન દઈને પુછવું કે મોકલવામાં આવેલું અથવા દેખાડવામાં આવેલું ઘી વેજીટેબલ ઘી છે કે માગ્યા મુજબનું શુદ્ધ ઘીજ છે અને એમ ખુલ્લે ખુલ્લું પુછવા અને સોગન દેવા છતાં જો તે આવું ઘી તમને આપે તો તેને માટે તે પોતેજ ગુનેહગાર છે અને તમો તમારા ઉપર આવતા પાપના અંશમાંથી છુટી શકો છો; પણ જ્યાંસુધી તમે તેમને ઉપર લખ્યા મુજબ પુછો નહિં અથવા તો એવું ઘી નહિં મોકલવાની મનાઈ કરો નહિં ત્યાંસુધી તેઓ પોતાનો બચાવ કરી શકે એ કે ગ્રાહકોને અમે આ ઘી મોકલીએ છીએ તેનાં કોઈ વાંધો લેતું નથી અથવા તો કોઈ અમને પુછતું પણ નથી કે તે કયું ઘી છે તો પછી અમે શું કરીએ ? આવી રીતે ઉલટું વેપારીઓ પોતાના ગ્રાહકો ઉપર ઢોળી પાડે છે. માટે દરેક ગ્રાહકોએ ઉપર લખ્યા મુજબ વર્તવાની ખાસ જરૂર છે.

## વેપારીઓ પોતાના પાપમાંથી કેવી રીતે છુટી શકે?

આ ઘી જેઓએ અત્યાર સુધી વેચ્યું હોય તેઓના દીલને એમ ખરેખર લાગ્યું હોય કે આ કામ તેઓના હાથે ઘણું જ ખરાબ થયું છે અને આ ઘી વેચીને તેઓએ પોતાના બંધુઓને ઠગ્યા છે અને જો તેઓ એવા નિશ્ચય ઉપર જ આવ્યા હોય કે હવેથી આ ઘીના ધંધાને તીલાંજલી આપવી તો તેઓએ પહેલી પળે એ ઘીનો વેપાર ત્યજી દેવો અને લાગતાવળગતાઓને પણ રીતસર આ ઘીનો વેપાર ત્યજી દેવાને મનાવવા જોઇએ અને તેઓને આ ઘીમાંથી જે ચોકખો નફો થયો હોય તેનો પોતાના હિતને કારણ ઉપયોગ ન કરતાં કોઇ પરમાર્થીક કાર્યમાં ધર્માદા કરી નાખવો ઘટે; નહિં તો આગળ જણાવ્યા પ્રમાણે આ ઘીનો પૈસો એ તો કંટ્રોલના પૈસા જેવોજ છે એમ જ્યાં ત્યાં બોલાય છે અને છે પણ તેમજ. તો તે કોઇ રીતે તેઓના ઘરમાં રહેવાનો તો નથીજ. બલ્કે જશે ત્યારે ઉલટો થોડો ઘણો જે નીતિસર મેળવેલો પૈસો હશે તેને પણ તાણી જશે. માટે તેઓ જો આ બાબતમાં કાલ નિર્ણય ઉપર આવતા હોય તો આજે જ આજે અને ઉપર લખ્યા મુજબ વર્તી પોતાના પાપનું પ્રયશ્ચિત કરે.

## ત્યારે હવે આયાત કરનારાઓએ શું કરવું?

જે એજન્ટો આ વકલાદી ઘી આયાત કરતા હોય તેઓએ જાણી જ લેવું ઘટે કે દેશનો મોટો ભાગ આ ઘીની વિરૂધ્ધ છે અને તે મુદ્દાસર છે. જો તેઓ એવા નિશ્ચય ઉપર આવ્યા હોય કે પોતા પાસે જે માલ છે તે અમુક મુદતમાં કાઢી નાખવો છે અને ભવિષ્યમાં તે માલ નવેસરથી મંગાવવોજ નથી અને આખરે તો આ ધંધો બંધ કરવો છે તો પોતા પાસે હાલ જેટલો માલ હોય તેમાં નુકસાન ન જાય તે બાબતનો કોઇપણ જાતનો તોડ કરી આપવાનો ઉપાય સુજાડવા માટે અને શહત આપવા માટે પોતાના ભાઇઓ પાસે રીતસર અરજ કરવી જોઇએ અને તેઓના ભાઇઓ અથવા દેશબંધુઓ એવા તો નિષ્ઠુર નથી જ કે તેમની રીતસરની અરજ ઉપર વિચાર ન કરતા તેમને ખાડામાં ઉતારી દે. પણ પોતે શહત માગવા માટે અલબત અરજ તો કરવી જ જોઇશે અને નમતું પણ આપવું પડશે; પરંતુ આવા આયાત કરનારાઓને ખુલ્લે ખુલ્લી

ચેતવણી આપી દેવી ઘટે કે જો તેઓ તેમની પાસે હાલ જે સીલક હોય તે અમુક મુદતમાં વેચી નાખવા અને નવો માલ આયાત ન કરવા માટે દૃઢ નિશ્ચય પર આવ્યા હોય અને તે બાબતની પાકી ખાત્રી કરી આપે તો જ તેમને કદાચ રાહત મળી શકે. હવે તેમના તરફથી જે એવી દલીલ આગળ ધરવામાં આવે છે કે તેમના માલમાં એટલે કે લીલી ઘાંડ વનસ્પતિમાં ચરબીનો અંશ નથી તો તેમની ખુલ્લે-ખુલ્લી ફરજ છે કે તેઓએ અત્રેના કોઇ રસાયણ શાસ્ત્રીઓનો અભિપ્રાય ટાંકવા સાથે પોતાના માલનું એક સેંપલ કલકત્તાના જે રસાયણ શાસ્ત્રીઓએ અભિપ્રાયો આપ્યા છે તેમના ઉપર મોકલી આપવું અને તેઓનો અભિપ્રાય મેળવીને પછી દુનિયાની જાણ માટે તે અભિપ્રાય પણ જાહેર કરવો જોઈએ. આલમ ભલે તેમનો માલ લે કે ન લે તે જુદો સવાલ છે છતાં જે વકતાઓ અથવા ઇધર તીધર બોલનારાઓ તેમના માલ ઉપર આક્ષેપો કરતા હશે તેઓ તેમ કરતા બંધ થશે અને પરિણામે તેઓના ઉપર આક્ષેપ થતો પણ બંધ થશે; પરંતુ આયાત કરનારાઓએ હવે સમજી લેવું ઘટે કે હવે આ વેજીટેબલ ઘીમાં ચરબી છે કે નહિં તે બાબતની કાંઇપણ ભાંજગડમાં ભાષણ કરનારાઓ ઉતરતા નથી પરંતુ દેશને આર્થીક, માનસીક કે શારિરિક અને ધાર્મિક રીતે નુકસાન થાય છે તે મુદ્દા ઉપરજ તેઓ ચર્ચા કરે છે અને તેનો નિષેધ કરે છે માટે હવે આયાત કરનારાઓએ મોટાં મોટાં ઇનામો જાહેર કરવાની બીલકુલ જરૂર નથી. પરંતુ તેઓએ પોતાનો કેસ પાંગળો થતો અટકાવવાને માટે રીતસરનાં વ્યાજબી પગલાં અથવા ઇલાજ લેવા ઘટે અને તેમ કરવા છતાં પણ તેઓએ સમજી લેવું ઘટે કે જાહેર પ્રજા અને વેપારીઓનો મોટો ભાગ તથા દેશી રાજ્યો પણ તેમના માલની વિરૂધ્ધ છે તેથી આજ નહિંતો બે, ચાર કે છ માસ પછી પણ તેઓને પોતાનો માલ સંજોગોને આધિન થઇને બંધ તો કરવો જ પડશે માટે જે તૈયારી કરવી હોય તે તેઓએ જોઇ વિચારીને જ કરવી.

હવે આ ઘીના આયાત કરનારાઓ એવો પણ આક્ષેપ કરે છે કે ઘી બજારને તેમનો માલ વેચવા માટે નહિં મળવાથી અથવા તો ઘી બજાર મારફત તેમનો માલ વેચાતો નહિં હોવાથી કેટલાક ઘીના

જથ્થાબંધ વેપારીઓને પોતાના માલમાંથી કમીશન કે હક હલાલી નહિં મળવાથી તેઓએ આ વિરૂદ્ધ ચળવળ ઉપાડી લીધી છે. કદાચ આ દલીલ ખરી પણ હોય એમ ઘડીભર માની લઇએ; છતાં જો ધી બજાર તેમનો માલ વેચવા ખુશી હોય તો તેઓને વ્યાજબી હકવાજબ મળે તો તેઓ હજી પણ શા માટે તેમનું ઘી ન વેચે? પરંતુ જ્યાં તે માલ ખાનાર પ્રજાજ વિફરી બેઠી હોય ત્યાં પરચુરણ માલના વેપારીઓ તે ઘી, ઘી બજારમાંથી ખરીદ પણ કેવી રીતે કરી શકે? પરંતુ આ અને બીજા જે જે આક્ષેપો ઘી બજાર માટે થાય છે કે ઘી બજારમાં હાલ અનેક જાતનું ઘી વેચાય છે પણ તેમાં ભાગ્યેજ એક કે બે જાતનું ચોકખું ઘી છે એમ કહી શકાય વિગેરે આક્ષેપોનો યોગ્ય રદીઓ ઘી બજારે કોઇપણ ઉપાયે આપવો જોઇએ અને તેમની બજારમાં ચોકખોજ માલ મળે છે તે બાબતની જાહેર પ્રજાને તેઓએ પુર્ણ ખત્રી કરી આપવી જોઇએ અને તેમ કરવાની આ પ્રસંગે તેમની ખાસ ફરજ થઇ પડે છે. બાકી પગ નીચેનું બળતું ઓલવવાનું પડતું મૂકી બીજે ઠેકાણે આગ લાગી હોય ત્યાં ઓલવવા જવું એ તો અનુચિત જ કહેવાય.

આ શબ્દોથી કદાચ ઘી બજારના કોઇ વેપારીઓને ખોટું લાગશે પરંતુ ખરૂં કહેવામાં ખોટું લાગે તો તેનો વિચાર કરવો ન ઘટે. પોતાના ઉપર થતા આક્ષેપો અયોગ્ય છે એમ દરેકે પુરવાર કરી આપવું ઘટે. આક્ષેપો એ એક જાતની કસોટી છે અને તે કસોટીમાંથી દરેકે પાસ થઇ જવું જોઇએ. દાખલા તરીકે સોનું, ચાંદી વિગેરે કીંમતી ધાતુઓ જ્યાંસુધી માટીની સાથે મળેલી હોય છે ત્યાંસુધી તેની ખરી કીંમત અંકાતી નથી પરંતુ તેથી કંઇ તે માટીમાં તેના રજકણો નથી જ એમ નથી; પરંતુ જ્યારે તે માટીને તપાવી ધાતુનાં રજકણો ચુંટી લઇ એકઠાં કરી તેના પાટલા પડે છે ત્યારે તેની શી કીંમત થાય છે? સીતાજી નિર્દોષ હતાં એમ શ્રી રામચંદ્રજી જાણતાજ હતા છતાં પેલા અજ્ઞાન ધોબીના આક્ષેપ રૂપ કસોટીમાંથી મુકત થવા માટે તેમને શું કરવું પડયું? અને સીતાજીની કસોટી કરતાં તેમને નુકસાન થયું કે નફો? તેવીજ રીતે ઘી બજારે પણ પોતાની સ્થીતિ દ્રઢ કરી લેવી જોઇએ.